

# ચિનગારી

રાષ્ટ્રગીતોનો સંગ્રહ



: લેખક :

હરિલાલ પંડ્યા, એમ. એ

: મુખ્ય વિક્રેતા :

ઑગસ્ટ પ્રકાશન મંદિર

જયહિન્દ બુક ડેપો

૬૬, વિઠ્ઠલભાઇ પટેલ રોડ, મુંબઇ ૪

: તારનું સરનામું :

" ચલો દિલ્હી "

કિંમત ૪ આના

## અ ર્પ ણ

**સ્વ. મહાદેવ દેસાઈની પુણ્યસ્મૃતિમાં**

વરસે વરસે પાકે નવા પાકો અનાજના;
કિન્તુ આ ભોમમાં બીજો પાકશે મહાદેવ ના !

હરિલાલ પંડ્યા



## પ્રા સ્તા વિ ક

આ નાનકડી પુસ્તિકાને વળી પ્રસ્તાવનાની જરૂર શી ? આમાંનાં એકેએક ગીતનો ભાવ હિંદવાસીના હૃદયનો પડઘો છે. આ સંગ્રહમાં લીધેલાં લગભગ બધાંજ ગીતો ત્રણ ત્રણ વર્ષ અગાઉની વાર્તામાંથી પ્રસિદ્ધ થયેલી વર્લીની જેલમાં રચાયેલાં છે. ’૪૨ ની લડત ૧૮૫૭–૫૮ની જેમ મૂઠીભર ગાંધીવાદીઓની ચળવળ નહોતી પરંતુ રાષ્ટ્રવ્યાપી લોકક્રાન્તિ હતી. ભારતવર્ષે આઝાદીનો આટલો મોટો જુવાળ પૂર્વે કદી જોયો નથી. એણે કવિઓને અપૂર્વ ક્રાન્તિગીતો પ્રેર્યાં છે અને શહાદતની અમર ગાથા માટે સામગ્રી પૂરી પાડી છે.

૨૬ જાન્યુઆરી આપણા રાષ્ટ્રીય જીવનમાં ‘ સ્વાતંત્ર્ય દિન ’ તરીકે ઉજવાય છે તો ૯ ઑગસ્ટ સ્વતંત્રતા માટે લીધેલાં સક્રિય પગલાંના સીમાચિહ્ન તરીકે એથીયે વિશેષ સ્મરણીય છે. રાષ્ટ્રની શહાદતની આ મનોદશાને શબ્દદેહ આપવાનું મુશ્કેલ છે. છતાં મારાં ગીતોને એમાં કંઈક સફળતા મળી હોય તો તે માટે લોકજાગૃતિ જ જવાબદાર છે એમ હું માનું છું.

હરિલાલ પંડ્યા

---

પ્રકાશક : હમારા હિંદુસ્થાન પબ્લીકેશન સામે મી૦ નેકશાતખાન
રાજાબહાદુર વાડી, હમામ સ્ટ્રીટ કોટ મુંબઈ નં. ૧
મુદ્રક : વી. પુ. ભાગવત, મૌજ પ્રિન્ટિંગ બ્યૂરો, ગિરગાંવ મુંબઈ ૪

## આવ્યો એક મહાસંગ્રામ ! *

ગામે ગામે, નગરે નગરે આઝાદી પયગામ,
નાનાં, મોટાં સર્વે કરજો કાયાને કુરબાન,
આવ્યો એક મહાસંગ્રામ !

સારું જીવન જીવ્યા પાપે લગાની મોટી બેડી,
આજે દૂર ફગાવી લઈશું આઝાદીની કેડી,
આવ્યો એક મહાસંગ્રામ !

દેહ પરે છો ગોળી છૂટે, શોણિતની છો ધારા ફૂટે,
નસ નસ ફરતું ચેતન ખૂટે, આઝાદી અંજામ,
આવ્યો એક મહાસંગ્રામ !

આજે મોહ જુવાળી છોડો, મહેલોની મમતાને તોડો,
મા-ભૂને તારવા દોડો, હૈયે રાખી હામ,
આવ્યો એક મહાસંગ્રામ !

ના ભોગાઓ સુખની આશે, ના રંગોઓ રસની પ્યાસે,
જાણો, જનની જુગજુગ ગાશે; ઉજાળશું સુવર્ણ નામ,
આવ્યો એક મહાસંગ્રામ !



## ગુલામી

ગુલામને હોય શું ગીત ગાવું ?
ને ગાય તોયે નિજ વેદનાથી
રહે સદા સૃષ્ટિ બધી જગાડી !
પંખી સમો પીંજરમાં પડેલો

---

* ૧૯૪૨ ની લોકક્રાન્તિ

રહસ્ય શું જીવનનું પિછાને ?
શું ગાય ને ખાય શું ? સખ્ય યે શાં ?
શું જોમ પાંખો ફફડાવવાનું ?
સદાય બોલી પરકીય બોલવી,
ધરા વિષે વેશજ અન્યનો ધરે,
વહાવવું જીવન વેઠ ત્રાસમાં;
પડે કદી ચાબુક પીઠ માથે,
કાં તો પડે દુઃખદ વેણ કાને;
પળે પળે ને ધમકી મુખીની
સ્વતંત્રતાનો રસ ખુંચવી લે !
ત્યાં સ્વાસ્થ્ય શું ? જીવન ભવ્યતા શું ?
ત્યાં શા સુખે નિંદર, ઉત્સવો શું ?
ત્યાં શી મહત્તા મનુદેહ કેરી ?
ત્યાં સૃષ્ટિની સુંદરતાય કેવી ?
જ્યાં શૃંખલા બંધનની સતાવે
ત્યાં જિંદગીયે ખડકો સમાણી
મોજાં ઝીલીને યુગ સાગરેથી
કારુણ્યના લોઢ સદા ઉછાળે !



## વસું કારાવાસે....

વસું કારાવાસે, પળ પળ થકી મુક્તિદિનની
પ્રતીક્ષા આરંભું તવ દિલ તરંગો પ્રકટતા:
થશે મારાં સ્નેહી મુજ નિકટ એકત્ર,–કથની
સુણી કાળાં કષ્ટો તણી હ્રદયમાં શોક કરતાં–

## ૫

અને કહેશે: બેટા, ઝટ જઈ પડી બંધન મહીં
કહે તેં શું આપ્યું ? કૃશતર વપુ, શુભ્ર વદને
તજી તેજ: રેખા–શિઢ ચલિત થા ક્ષોભવમળે ?
મને છોને લાગે જીવન કટુ આ, નેન તલપે
રૂડાં દૃશ્યો માટે, ગિરિશિખરનાં, ઘોર વનનાં;
વસંતે કે ગ્રીષ્મે, શરદ–શિશિરે વર્ષભરમાં,
ન વર્ષા–હેમન્તે મન મુદિત થાતું સકવને
વ્યથા છોને વેઠું, કદમ નિજ આડું મુક્ત પદવી,
જ્યહીં કંપ્યાં મેંદે ભીષણ રુદન–ત્રસ્ત જનની !



## હાલ્યને જેલમાં જાયેં

હાલ્યને જેલમાં જાયેં, અરજણિયા !
ગાંધી–બાપુની હાકલ પડી છે,
        ઝીલવા બેગા થાયેં;
નાના ને મોટાં, છૈયાં ને છોકરાં,
        દેશનાં ગીતડાં ગાયેં–અરજણિયા.
જેલમાં નત્ય નત્ય જારની કાંજી,
        પાણીને પહ્રા થાવે;
થાળી થાળી જેવડા જારના રોટલા
        ચાર ચાર એકલા ખાયેં–અરજણિયા.
ધાન પકાવીએ કાયા નિચોવી
        તોય પેટપુરું ન ખાયેં;

એવા કાળા કાયદાની હોળી કરીને
મુગતિનાં ગાણાં ગાયે.—અરજણિયા.
શેઠ ને સરકાર ગાદીએ બેસી
કરતા 'ખાંઉં', 'ખાંઉં', 'ખાંઉં',
ઉપરા ઉપરી એમાં ડરાવે
દુકાળનોયે હાઉ—અરજણિયા.
છોકરાં માંદાં, ભૂખ્યાં મરે ને
સાંબને મોદા મેવા;
એવા જલમને આપણે એશા !
ક્યાં સુધી સાંખી લેવા ?—અરજણિયા.
મહેસૂલ માગે ત્યારે સુણાવી
દેશું ચોકખી ના;
જમીં પડી છે અડળક એને
ખેડીને મર્ય ખા—અરજણિયા.
મારેય ખમશું ને જપતી ખમશું,
ખમશું ધાક ને ધમકી;
ઈ પરદેશીને તો પૂરા પડશું,
ઈ બહુ ગ્યા છે છકી—અરજણિયા.
દેશનો દીવો ગાંધી લડે ત્યાં
આપણી શું વિસાત ?
મરશું તોય ભુંડા મુગતિ મળશે,
જે જે ભારત માત !—અરજણિયા.



## આલબેલનો નાદ *

જ્યારે કેદીને નિઃશ્વાસો,
સ્વપ્નાંના જુઠ્ઠા આભાસો
બાળે—ત્યારે આવે ખાસ્સો
　　આલબેલનો નાદ !

( ૨ )

સામે મીલમજૂરો કોટિ,
કાય નિચોવે રળવા રોટી,
વેશ્યા ગાઈ રહે ઝિંઝોટી,
　　આલબેલનો નાદ ?

( ૩ )

હાય ! અમારા ભારતવર્ષે,
અમૃતના મેહુલિયા વરસે,
સૂકી તોય ધરા સુણે શે
　　આલબેલનો નાદ ?

( ૪ )

જંજિરો પગમાં જકડેલી,
ભીષણ નૃત્ય રહે જ્યાં ખેલી,
માનવની આશા હડસેલી,
　　આલબેલનો નાદ ?

---

* વર્લી જેલમાં રચાયેલું

( ૫ )

જુલ્મો, શોષણ, અત્યાચારો,
કરવેરા ને ભૂખમરાઓ,
કોઈના સુખમાં સુનારો,
આલબેલનો નાદ ?

( ૬ )

અહંભાવના પોષણ કાજે,
રાષ્ટ્રો માંહોમાંહે બાજે,
લોહીનો સાગર જ્યાં ગાજે,
આલબેલનો નાદ ?

( ૭ )

સમતાને બાંધવતા કેરી
શાન્તિને અંધારે ઘેરી,
દિશદિશ વાયે વાયુ ઝેરી,
આલબેલનો નાદ !

( ૮ )

આલબેલ ક્યાં ? સંત્રી, જાગી
જેને આપ્યું દસ્ય, અભાગી !
કબરોની શાન્તિ રહી માગી,
આલબેલનો નાદ !

( ૯ )

જ્યારે અંધારાં સંહારી,
પ્રકાશ પ્રસરે પાવનકારી,
ત્યારે ર્‌હેજે નિત્ય પુકારી,
આલબેલનો નાદ !



## બનશું દેશી...!

મારે દેશી થાવું જી,
દેશીમાં ગુંથાવું જી,
દેશી વાતો શીખવા હોજી !

દેશીથી રૂડો દીસું,
દેશીથી હરખાઉં;
દેશી કેરું ગીતડું,
ખોળીને નિત ગાઉં !

મારે દેશી થાવું જી,
દેશીમાં ગુંથાવું જી,
ગેડી દડની પામવા હોજી !

લાઠીઓ હું માનતો
છોને ઝૂમતા બાગ;
મોટેરો કો દિ' થતાં,
પે'રાવું ફૂલ-માળ !

મારે દેશી થાવું જી,
દેશીમાં ગુંથાવું જી,
આઝાદીથી જીવવા હોજી !



## બાને બાપુની વાત !

ઊંઘ નવ આવી આખીયે રાત,
બાને બાપુની સાંભળી વાત !
બાપુને બા કહે : ઘરમાં રેશનના
ખૂટી ગયા છે ઘઉં;

બબ્બે મહિનાનું ભાડું ભર્યું ન ત્યાં
દાણા તે ક્યાંથી લઉં ?—ભિં૦

નથી સિનેમા–નાટકના હેવા,
નથી ફેશનના ફંદ;
નથી પજવતાં દેખાદેખીમાં
કજિયા કરી ફરજંદ—ભિં૦

પેટનો ખાડો પૂરવા અનાજને
લાજને ઢાંકવા લુગડાં;
પેટા–ભાડુત થઈ પડયાં છતાંય આ
દેહ તો જાણે મડાં—ભિં૦

બાને બાપુના દીલની વરાળથી
મારુંય દીલ આ દાઝે;
શાને ગુલામ આ ભારતમાં જન્મી
મરવું ન મુક્તિ કાજે ?—ભિં૦



## બા મને 'બાથ'માં જવા દે !

મને 'મેમ્બર' થાવા દે,
બા, મને 'બાથ'માં જવા દે !
રોજ સવારે 'કોસ્ટ્યુમ' લઈ ને જાવું મારે 'બાથ',
બંગલાવાળા, મોટરવાળા શેઠિયા આવે સાથ,
એની લાગવગના લ્હાવા રે,
બા, મને 'બાથ'માં જવા દે !

કરવું કોઈ ગમે ના મને અંગમજૂરીનું કામ,
ગાદી-તકિયે બેઠા બેઠા રળવા મારે દામ,
પછી મોજ શોખ મનાવા રે,
બા, મને 'બાથ'માં જાવા દે !

નાગરિકોના શોખને કાજે ધનની રેલમછેલ,
આમજનોને જરૂરિયાતો પોષવાનું મુશ્કેલ;
અમીરીનો ઓપ ચડાવા રે,
બા, મને 'બાથ'માં જાવા દે !

નાગાં, ભૂખ્યાં ભારતજનના ઉરની ઉન્હી લાય,
લાગશે તો આ સાહ્યબી કેરું ચિહ્ન ન રહેશે ક્યાંય,
ત્યાં સુધી મોજથી ન્હાવા દે,
બા, મને 'બાથ'માં જાવા દે !



## ભારત તારી દીન દશા—

ભારત ! તારી દીન દશા આ આંખે જોઈ ન જાય,
ભૂખ્યાં, નાગાં, માંદાં તારાં બાળક નાખે હાય,
જનમારો આખોયે જેનો અંધારામાં જાય—ભારત૦

કપાસના વાવેતર રૂડાં, ધરતી આપે ધાન,
આઠે પહોર મજૂરી તોયે ચૂસે હાડને ચામ—ભારત૦

તારી ઉજ્જવળ સંસ્કૃતિને કોણે કીધી શ્યામ ?
કોણે તારી મુક્ત ગતિને નાખી ક્રૂર લગામ ?—ભારત૦

આજે તારા લોચનમાં શે રેલે આંસુ-ધાર ?
તારો કેમ સુકાયો મીઠો કંઠ તણો ટહુકાર ? —ભારત૦

હિન્દુ–મુસ્લીમ–પારસી છે તારાં પ્યારાં સંતાન,
તારે ખાતર દેશે મોંઘાં દેહ તણાં બલિદાન—ભારત૦

ભીડ, ફરી ઓ માતા, તારી જગમાં છે ના જોડ,
તારી ગોદ મહીં પૂરવાના છે અમ મોંઘા કોડ—ભારત૦

તારા પુત્ર પનોતા તારી સુણશે ના ફરિયાદ ?
વાવાઝોડાં આડે ઊભી રાખીશું આઝાદ—ભારત૦

ભોળી, ભૂલ કરંતી તોયે પ્યારી ભારતમાત !
તારા પર કોની સત્તા તું ચંડી જ્યાં સાક્ષાત ?—ભારત૦

તેં દીધા છે જન્મ, તને હો કાયા આ કુરબાન,
જીવનમાં કોઈ બીજું ના એથી રૂડું માન !—ભારત૦



## ઓ ભારત માત !

ઓ ભારતમાત !
ક્યાં સુધી તારે ભાગ્યે છે ભોગવવાની કાળી રાત ?
ભોગવવાની કાળી રાત,
જાગે તેમાં ઝંઝાવાત,

મેઘલી જામે, વીજ કડાકા, ભૂત–પિશાચો કરતાં હાસ,
માનવ, પંખી, પશુઓ કેરા થડકે બીકે શ્વાસોચ્છ્વાસ,
શિથિલ થતાં જ્યાં સિંહોનાંયે વજ્જરશાં ઘાટીલાં ગાત્ર—
ઓ ભારતમાત !—ક્યાં સુધી.

( ૨ )

આશ હતી સુતા'તા ત્યારે, ઉગશે ઉગમણું પરભાત,
મીઠાં સપનાં ઘેરી નિંદર તનમાં રેલવશે તાકાત,

ઓ રે ! ત્યાં તો જાગ્યો કેવો આ તે ભીષણ ઉલ્કાપાત !
ઓ ભારતમાત !—ક્યાં સુધી.

( ૩ )

માતા ! ઊંઘ ઊડી છે આજે, ચાળિસ કોટિ તારાં બાળ,
તારી આઝાદીને ખાતર કાપીશું સોનેરી જાળ,
મુક્ત થઇને મુક્ત કરીશું આલમનીયે માનવ જાત—
ઓ ભારતમાત ! ક્યાં સુધી.



## દેશ અમારો હો આઝાદ !

દિશે દિશા પડછંદા પાડે સિંહગર્જના શો જયનાદ,
વર્ષોથી ગુલામ રહેલો દેશ અમારો હો આઝાદ !

અન્નવસ્ત્રના ઉત્પાદક આ
દેશ પરે ઘુરકે દુષ્કાળ,
ખેડૂતોને મીલમજૂરોને
લાગી દાવાનળ—જ્વાળ;
આજ હવેના કોઇ દેશે ભારતજન સત્તાને દાદ—
વર્ષોથી૦

( ૨ )

કાયર રહીને ભૂખમરાથી મરશું ના હરગિઝ અમે,
ક્રાન્તિને ઓવારે થાતી કાયા છો કુરબાન હવે;
અમે નહીં, કાં નહીં ગુલામી: એજ અમારી એક મુરાદ—
વર્ષોથી૦

( ૩ )

આલમભરની પીંજર પૂરી માનવતા પડકાર કરે,
મીઠી મીઠી વાતોથી અમ હૈયું ના દાઝેલ ઠરે;
તમે ખસો, ઓ શાસક ! કરશું દેશ અમે અધિકો આબાદ—

વર્ષોથી૦



## અમારે ભાગ્યે તો...

હતા આદર્શો કૈં ગગન ચુમતા, સ્વપ્ન નવલાં;
મહત્ત્વાકાંક્ષાયે પથિક બનવા ઘોર રણમાં;
નવી શોધો, ક્ષેત્રો અભિનવ મહીં આત્મબલથી
ચહ્યું આછી ઘેરી પ્રકટ કરવા આત્મ-પગલી !
તદા રાષ્ટ્રે આવ્યા પ્રબલતમ ઉછાળ ધસતા,
મુકી દેવા માથું શિશુ, યુવકને વૃદ્ધ તલસે;
મહીંથી ભારેલા અગન, ભભુકે જેમ તણખા,
અપાવા આઝાદી જનમભૂમિને, સહુ ત્યમ ધસે;
અને આશા ઘેલા સતત રણમાં આગળ ધસ્યા,
ખુટયું ભાતું, સાથી શિથિલ બનિયાને ઘર વળ્યા;
થયું વાવાઝોડું, રજધુમરીઓ આભ અડતી,
સૂઝે ના કૈં; છાતી પણ રહી હવે તો ધડકતી !
દિસે ના આરો, તો પણ સફરમાં દૂર ધસતું,
અમારે ભાગ્યે તો શહિદ બનવાનું બસ રહ્યું !



## જીવનનું સવાર

જીવનનું ઉગ્યું સવાર,
ચાલો લઇએ બહાર,
એ... ચાલો લઇએ બહાર !

અમે આળસ મરડીને ઊભાં થયાં,
અમે બાગમાં ફરીને બાથમાં તર્યાં,
પૂજા-પાઠોમાં કીધી તકરાર—ચાલો.

( ૨ )

અમે ભંગીની ચાલોને જોવા ગયાં,
એનાં બાળોને હેતનાં વેણો કહ્યાં,
એને માબાપ મારે મુક્કાનો માર—ચાલો૦

( ૩ )

અમે કાપડને માટીને કાગળ મહીં
શીખ્યાં કારીગરી, કરી ભેજાનું દહીં,
અમે ગ્રામ-ઉદ્યોગનો કરશું ઉદ્ધાર—ચાલો૦

( ૪ )

અમે બાગમાં તાજી ભાજી લણી,
અમે સૂતર કાંતીને લીધું વણી,
અમે જાતમહેનતનો કરશું પ્રચાર—ચાલો૦

( ૫ )

અમે ખોયેલી સંપત લઇશું ફરી,
અમે દેશમાં તાઝગી દઇશું ભરી,
અમે બનશું આઝાદીના શૂરા રખવાળ—ચાલો૦





## આઝાદીનું ગાન

છોડી ગિરિકુંજોનાં ફળને
    ઝરણાંઓનાં પાણી;
આ પાંજરના સળિયા પાછળ,
    કાયા મુજ પુરાણી !
પાંખોમાં ચેતન દીસે ના,
    પગમાંયે ના જોર;
આંખો ઊંડી ઊંડી દેખે
    સઘળે કાળું ઘોર !
બીજાં પંખી મુક્ત ફરે ને
    મારે બંધન કેમ ?
સ્વતંત્ર જન્મીને મારે કાં
    જીવવું ગુલામ જેમ ?
તોડી આ સોનાના સળિયા
    ઊડવું મારે રાન;
કુદરતને ખોળે જઈ ગાવું,
    આઝાદીનું ગાન !

